# બચુભાઈ રાવતને

શું બે હૈયાં વચ્ચે સતત વહેતા મૌનઝરણે
મૂકેલાં આ મારાં 'ઉપાયન' સ્વરસેતુ નહિ બને?

# શુદ્ધિ

| | | | | | |
|---|---|---|---|---|---|
| પૃ. નવ | લીટી | ૬ | નિયમિત | છે ત્યાં | અવિરામ |
| નવ | | ૯ | કાષ્ટ | ,, | કાષ્ઠ |
| નવ | | ૧૩ | ફાંટમાં | ,, | ફાંટમાં |
| દસ | | ૨ | અહીંઆ | ,, | અહીંઆં |
| દસ | | ૫ | કુલિનવધુની | ,, | કુલિનવધૂની |
| તેર | | ૧૨ | વિદ્યત | ,, | વિદ્યુત |
| ત્રીસ | | ૭ | વેરયા | ,, | વેરાયા |
| તેંતાળીસ | | ૧૩ | લાનો | ,, | કલાનો |

# ઈંધણાં

રે બપોરે ધરતીની તાવડી
પરે ભમી, નિત્ય શરીર શેકી:
તું બોરડી, બાવળ, આવળોનો
કરી રહ્યો'તો ઢગ એક ખૂણે.

લી, સૂકી ડાળખીઓની ઉપરે
તારી કુહાડી નિયમિત ચાલતી:
ને એમ વર્ષોની અખંડ મહેનતે
તેં ઈંધણાં ઠીક કરેલ એકઠાં.

મે કાષ્ટના પુંજ નજીક ઉભી
કુહાડીના ઘા હજી સાંભળું છું:
ત્યાં એકની ઉપર બીજું લાકડું
હજી ય તું જાય ચડાવતો પ્રભુ!

તારાં વીણ્યાં ઈંધણ બાંધી ફાંટમાં,
હું નીકળ્યો આજ નવાણી ઠાઠમાં.

૧૯૩૫

# રસ્તાનું ફૂલ

મને શું પૂછો છો? જનમી હતી ક્યાં, કોણ જનમે?
તમે નાતે જાતે પણ રહી શકો શુદ્ધ અહીંઆ?
તમારી વાડીમાં અગણ ફુલછોડોની વચમાં
અમસ્થાં ઊગેલાં સુરભિહીણ ફૂલો પણ હશે!

કુંવારીની કન્યા, કુલિનવધુની વા પતિતની
ભલે જેની તેની ફિકર પણ રાખું ક્યમ વળી?
રૂપાળી છું, સ્ત્રી છું—સકલ વિકસેલી તનછટા
અનેકોનાં હૈયાં ઉપર થઈને પાર થઈ છું.

જુઓ છો શું મારી બદશકલ સામું હરઘડી?
છુપાણી છે એમાં કંઈક કુલનારીની કરુણા;
તમારી બ્હેનોનું—જનનીતણું ને સ્ત્રીજીવનનું
અનુકંપાઘેરૂં પતનમુખ હું તો પ્રતીક છું!
નથી કૈં એ બીજું ઘડીક પળનું છું રમકડું
તમારા રસ્તાનું નિશદિન કચડાતું કુસુમ છું.

૧૯૩૭

# કંઠકલ્લોલિની

પૂર્વને પારણે હીંચકતાં હીંચક
નર્મદામાં ઝબોળાય પાની;
કિરણને છંટકાવે દિશાઓ તણી
ઊઘડે લાખ આંખો અજાણી.

અલખને લક્ષ્યમાં દોરતી અમૃતા,
લલિતપથ દીપકલા નંદિની તું:
તું જ રેવા અને ચંદની તું
અહો, એ ઘડી ધન્ય આનંદની તું.

તું વસુધાની સૌન્દર્ય-વાણીકલા
તું પ્રભા સૂર્ય ને ચન્દ્ર કેરી,
સ્વરસુગંધીના પ્રજ્ઞાસુખી પ્રેરણા
નયનથાળી પરે નર્તનેલી.

સુરતથી સિન્ધુને સાંકળે ગૂંથતી
પરમ ઇતિહાસની પંજરી તું:
મીલનદેવી અને મંજરી તું
અહો, પ્રેમ ને શૌર્યની ખંજરી તું.

આંખડી એક દિ' મેં ઉકેલી હતી
શોક, આશાનિરાશા ભરેલી,
ભાવિની સ્વપ્નકુંજો મહીં વિચરતી
કૌમુદી ચન્દ્રમૌલિ વરેલી.

આબુનાં શિખર ને ભવ્ય ગિરનારની
ભેખડે ભેખડે ભૂતસંસારની
કૈંક ગાથા લખી તેજ અંધારની

ભૂતસંસારના તેજ અંધારમાં
દમકતી દિવ્ય સૌદામિની તું:
સાધવી તું અને સુંદરી તું
અહો, ગીતની ગોપિકા ગુર્જરી તું
કંઠકલ્લોલિની કિન્નરી તું.

૧૯૪૦

# મને વેરાગીને

મને વેરાગીને પ્રણયરસની તાસક ભરી
પીવાડી ને પીધી તરસ ન હતી તોય છલથી:
'તમારી છું' કહીને હૃદયથકી બાંધ્યું હૃદયને
નવાં અજ્ઞાનોની કનક બરછી ચાખી-ચખવી.
ગયાં મેલાં વસ્ત્રો, ભભુતિ ગઈ, ગૈ ધૂણી ધખતી
ફરી જોવા માંડી નયનભરી સંસાર પગથી.

'શું થાઈશું ક્યારે લગનથકી?' મેં ચિત્ત પ્રગટ્યું,
હસીને મુગ્ધાએ અધર અડકાડ્યા અધરશું:
'બળ્યું છે શું લગ્ને ? લગન દિલસચ્ચાઈ ન વધુ
મને આવું મુક્ત રમણ નિત લાગે છ સુમધુ.'
'કુચારિત્રા, કુલટા' હૃદય ફફડ્યું, નેન સળગ્યાં
સુણી એનાં લુચ્ચાં નયનમહીં વિદ્યુત ચમકી:
રહ્યો ના વેરાગી, રમણીરત સ્વામી ય ન થયો;
કવિતા, હું તારી દગભુલવણીમાં પડી ગયો !

૧૯૪૦

# મેનકાને

જરા તીણી ચીસે પવનજલવૃક્ષોની વચમાં
કરી દીધી કેડી ક્ષણિક રવની, ના વધુ ટકી:
ન જોયું માતાએ નયનદ્વય મોં ઢાંકી કરથી
પડીતી હૈયાનું રૂદન કરવા શાંત બલથી.
તણાયું લૈ નાનું શિશુશરીર પત્રોનું ઝુમખું
સદા નાચી રહેતું વહન પણ ગંભીર પગલે
રહ્યું ચાલી–
જશોદા જાણે કે નીસરી હરિને લેઇ વ્રજથી.

કહ્યુ'તું કૈં ઇન્દ્રે કરી ગઇ કંઇ એથી અદકું,
તપસ્યા લૂંટીને અરપ્યું ઋષિને ચિત્ત નબળું,
ગુલાબી આંખોની ઉતરી ઉરમાં કાજળ બની
અને હૈયું આવ્યું નયન મહીં–

'તને સોંપેલી તેં જલહૃદય ચાંપી મર સુતા,
તને યે હૈયેથી વિખૂટી કરશે આજ વસુધા'
પ્રકૃતિ વસમું બોલી રડતાં.

૧૯૪૧

# છીપનૌકા

મૂકી કોણે કિરણકલગી વૃક્ષની છેક ટોચે?
નીતારીને સકલ રસસૌંદર્યને વ્યોમમાંથીઃ
ઢાંકી ગાઢા તિમિરઢગને જ્યોતિપાનેતરેથી
મૂકી કોણે ગગનસરમાં છીપનૌકા ઉમંગી?

સંધ્યાની જ્યાં તરલ ક્ષણ અંધારના શૂન્યભારે
નાઠી'તી ત્યાં શશિમુખી ચઢી આભની મધ્યડાળેઃ
અંધારાના મૃદુ ઉઝરડે પૂર્ણિમાને પડેલા
જખ્મો ધોવા જગતપદમાં પાથરી પ્રાણગંગા.

છાયા આવી ફરી તિમિરની, તેજના માર્ગ વચ્ચે
એની કાળી લકીરથકી તો પૂર્ણિમા શોભી ઉઠી,
તારા કેરી લઈ ઉપરણી ચંદ્રી સૌભાગ્યભીની
સૃષ્ટિ પાસે જઈ ઉભી રહી પૂછવા વાત છાની.
સૃષ્ટિ ચાલી ચપલપગલાં પાડતી ચાંદનીમાં
ચક્ષુ ચૂમે પીયૂષસ્રવતાં લોચનો પૂર્ણિમાનાં.

૧૯૩૭

# મેનકાને

જરા તીણી ચીસે પવનજલવૃક્ષોની વચમાં
કરી દીધી કેડી ક્ષણિક રવની, ના વધુ ટકી:
ન જોયું માતાએ નયનદ્વય મેં ઢાંકી કરથી
પડીતી હૈયાનું રૂદન કરવા શાંત બલથી.
તણાયું લૈ નાનું શિશુશરીર પત્રોનું ઝુમખું
સદા નાચી રહેતું વહન પણ ગંભીર પગલે
રહ્યું ચાલી–
જશોદા જાણે કે નીસરી હરિને લેઇ વ્રજથી.

કહ્યું'તું કે ઈન્દ્રે કરી ગઈ કંઈ એથી અદકું,
તપસ્યા લૂંટીને અર્પ્યું ઋષિને ચિત્ત નબળું,
ગુલાબી આંખોની ઉતરી ઉરમાં કાજળ બની
અને હૈયું આવ્યું નયન મહીં–

'તને સોંપેલી તેં જલહૃદય ચાંપી મર સુતા,
તને યે હૈયેથી વિખૂટી કરશે આજ વસુધા'
પ્રકૃતિ વસમું બોલી રડતાં.

૧૯૪૧

# છીપનૌકા

મૂકી કોણે કિરણકલગી વૃક્ષની છેક ટોચે?
નીતારીને સકલ રસસૌંદર્યને વ્યોમમાંથી:
ઢાંકી ગાઢા તિમિરઢગને જ્યોતિપાનેતરેથી
મૂકી કોણે ગગનસરમાં છીપનૌકા ઉમંગી?

સંધ્યાની જ્યાં તરલ ક્ષણ અંધારના શૂન્યભારે
નાડી'તી ત્યાં શશિમુખી ચઢી આભની મધ્યડાળે:
અંધારાના મૃદુ ઉઝરડે પૂર્ણિમાને પડેલા
જખ્મો ધોવા જગતપટમાં પાથરી પ્રાણગંગા.

છાયા આવી ફરી તિમિરની, તેજના માર્ગ વચ્ચે
એની કાળી લકીરથકી તો પૂર્ણિમા શોભી ઊઠી,
તારા કેરી લઈ ઉપરણી ચંદ્રી સૌભાગ્યણીની
સૃષ્ટિ પાસે જઈ ઊભી રહી પૂછવા વાત છાની.
સૃષ્ટિ ચાલી ચપલપગલાં પાડતી ચાંદનીમાં
ચક્ષુ ચૂમે પીયૂષસ્રવતાં લોચનો પૂર્ણિમાનાં.

૧૯૩૭

# લગની

કુંણા હૈયે કાચાં સ્વપનભરી ઊંચે નીરખતાં
અનેકોની આંખો મહીં ચમકતી જોઇ વીજળી;
કૃપાબિંદુ તારાં ગ્રહણ કરવાની પણ રતિ
નથી જેને એવી અવનવીન મૂર્તિ મનુજની,
તને આઘો ઠેલી વિભૂતિ બનવા હામ ભીડતી
નવા ચીલે દૃષ્ટિકિરણ મૂકવા સૌ વલખતી.

'નથી તું' એવી કે ઉરમૂંઝવણે ત્રાસી જઈ ને
જઈ આવ્યો જ્યાં તું કદી ય ન ધરૂં હામ ઊભવા
છતાં જ્યાં ત્યાં તારી બદસૂરત સામે જ મળતી
ધરે મારૂં મોઢું ભ્રમણ ગતિ આંહીથી અટકી

અચક્ષુનાં ચક્ષુ બની પ્રગટવાની ચળ તને
પૂજારીના મોંઘા ફૂલકિરીટની હોંસ મનમાં;
પિતા, મેં તો તારી નિશદિન કરી હાંસી હળવી
હવે ઊર્વીઅંકે, પ્રલયભડકે આવ ભમવા;
નહિ ઈચ્છું તારી લગીર પણ બદાસ તદપિ
અજાણી કેડી પે તુજ ચરણ જોવાની લગની.

૧૯૪૦

# નજરાણું

ગયાં વર્ષો, દોરી સતત પણ ટૂંકી થઈ હવે.
હવે મારી ટૂંકી નજર પણ આઘે નવ પડે!
ધુમોનાં અંધારાં [illegible] કેમ ધરશે ?
અને બાકી રહ્યું [illegible] કેમ સરશે ?
અરે, ત્યાં તો જાગ્યું હૃદય અતિ ધીમા થડકરે,
જરી દેખાયું મેં [illegible] ચાર નયનો:
ગુમાવ્યું તે આવ્યું નજર ગણી હૈયું હરખિયું:
ફરી લેવા એની ચરણરજ નીચે નમી ગયું.

ખસ્યા આવા એના ચરણ, રજ ઊડી પવનમાં
પડેલી આછેરી લકીર પણ યે લુપ્ત પળમાં:
હસી આંખો બીજું કશું ય નજરાણું નવ હતું
મને હુલાગીને રડવું પણ આવે કયમ છતું ?
ભુંસાયેલી રેખા સ્મરણ મહીં લાવું ઘડી ઘડી,
'ગુમાવ્યું એથી તો અધિક મળિયું' આંખ બબડી.

૧૯૪૦

# ઘરભણી

પછી તો ઇર્ષ્યાની ચકમકછટા ઓર ચમકી
મદેઘેર્યાં મારાં નયન પણ બેઠાં ગગન હૈ:
વસુધા ગૈ થાકી અબલ કરુણા યે રહી ડસી
ભમે જુઠ્ઠી આશા સકલ ગમ સંહારતરસી.
પડી'તી ગોઝારી શરીરમુગટે પર્વતશિલા
સમી સ્પર્ધા; મૂંગા હૃદયદવની વિદ્યુતસળી;
વિનષ્ટિનો પ્રેર્યો મતિચપલ અંગુલિપરથી
અહમ્ તારે અંકે અબુધશિશુ નિદ્રાવશ થયો.

ગતિ જોવા જ્યારે નયન ઉઘડયાં બુદ્ધિબળની
હતો ત્યાં ને ત્યાં હું પરિભ્રમણના આ ચકરડે
ગુલાંટો કૈં ખાધી ગિરિવર ચઢયો ધુમ્મસભર્યા,
પડયો ક્યાં આવીને તપાશિથિલ આ તો જડભૂમિ!
રહ્યો શોધી પાછો તિમિરમહીં તારાનિસરણી,
વળી ત્યાં તો મારી જીવનપથશોભા ઘરભણી.

૧૯૩૩

# એ નાચતી'તી

એ નાચતી'તી :
વેરાયેલ રંગથાળી પર કુંકુમની તર ખાઝતી'તી,
ઉભી હતી છતાં નાચતી'તી;
નાની એની જાંબુડિયારંગી આંખડીઓ કશું વાંચતી'તી.
આભમાં ચંદ્ર ન'તો, ન'તા તારા
બત્તીઓના હતા તેજ - ફુવારા;
ચોમેર ગુંજન, તાળી-ઈશારા,
કાલની ઝાળપે આજ વસંતનું, શીતલ સ્મિત છંટાવતી'તી;
માનવીની નાની અંતરક્યારીઓને ચપલા ચમકાવતી'તી.
એ નાચતી'તી :
એને જોયાં નો'તાં મીંઢળ-ચોરી
નો'તી એ કોઈની ચિત્તચકોરી;
અનેકની એના હાથમાં દોરી,
આંધણના ઉકળાટની જેમ એ ઊભી ઊભી અકળાવતી'તી;
વજ્જર ઉપર ફૂલની પાંનીએ અમૃતને વરસાવતી'તી.
એ નાચતી'તી :

૧૯૩૭

# ફૂંકી દેજે

થતો હતો શોરબકોર સામટો
બેચેન શેરી થઈ'તી બિચારી;
ધ્રૂજી રહી'તી વસમા ધડાકે
દિવાલ કોઈકની જૂનવાણી.

ફટાકીએ, બંદૂકમાંહી કુંભમાં
ભરાયલો દારૂ જરાક સ્પર્શતાં
દીવાસળીને, ભડકાસ્વરૂપે
છવાઈને રાખમહીં ભળી જતો;
ને એ ઘડી મૌન મજાનું લાવતો.

ના અગ્નિનો સ્પર્શ સહી શકે કદી
ને સ્પર્શતાં બન્ધન તોડી—ફોડી,
જલાવીને જીવનની કણેકણ
વછૂટતો દારૂ અથાગ શૌર્યે.
પિતા, મહામૌન થવા વિરાટનું
એવી કો' શાંતિ કાજે
મરણગડદિયે તું મને ફૂંકી દેજે.

૧૯૩૪

# શ્મશાનમાં ફૂલ

હતી શાંતિ, જાણે હૃદય ઠરીને હિમ સરખું
થયું'તું પૃથ્વીનું, ધમણ પણ થંભેલ ઉરની;
અનેકોનાં જીર્ણ, સ્વરુપભર કાચાં ફળ સમાં
શરીરોની ઝાળે ધરતી પણ દાઝી ગઈ હતી.
ચિતા સામે બેસી હૃદય કરી વૈરાગી સરખું,
શિશુથી સંધ્યાના સમય સુધીનું ચિંતન કરી
ગયો'તો મૂંઝાઇ રુદન રૂદિયામાં નવ હતું,
હતું શું તે જોવા નવ હતી જરા હામ દગમાં.

સુગંધી ત્યાં આવી, શિર ઉપર વેલી જુઇ તણી
પડી'તી આવીને–હસતું ફૂલ આંખે અડી ગયું:
બધાંની આંખોમાં રુદન હતું, જ્વાલા ઉરમહીં
બળી રે'તી, એવે સમય હસતું ફૂલ નીકળ્યું!
કહ્યું એણે 'પ્યાદાં સકલજન સૃષ્ટિરમતનાં
ભરો છો કાં બાપુ, નયનમહીં આંસુ મફતનાં?'

૧૯૩૭

# તને હું વેચાયો

તને હું વેચાયો, નથી જ કશું કહેવું વધુ તને,
ખરીદી લેવાનું ગજું ય નથી મારૂં ગરીબનું;
તને વેચાવું એ પણ નથી જ સામાન્ય કથની,
ખરીદી લેવાની રહી જ પછી ક્યાં વાત સજની?
ઊંડાં અંધારાંનો મરમ મર જે હોય કવિનો,
પ્રકાશેથી હું તો ચહું છું જવું અંધાર ગલીએ;
પ્રકાશે જે હૈયું મૃદુ કઠણ નિષ્પ્રાણ દિસતું,
તિમિરે એમાંથી અમીઝરણ લાગે પ્રગટતું.

હું તો સાદી વાતો સમજું નથી ઈન્દ્રાણી સરખી.
તું, કે હું ના પેલા સુરપતિ સમો સ્વામી કુટડો;
ગમી આંખે એથી અધિક ગમી લુચ્ચા હૃદયને,
ગણો એને પ્રીતિ, તરસ-ભૂખ કે તુચ્છ મનસા.
મળે છે ત્યાં, કેડી પરમપથવાંછુ પરખને,
પછી તો વેચાવું સહજ બન્યું છે સૌ મનખને.

૧૯૪૨

# આઘે ઊભેલાં

નાઠી હરણાંની ટોળી, નાઠાં ઝબૂકિયાં
નાઠી ચાંદાની એક આંખડી રે;
આભે સંતાવા આવી દિશાઓ ધૂંધળી
પાંદે સંતાતી જેમ પાંખડી રે,
સાગરનાં પાણી પૂછે ધરતી પેટાળને
એક જ આંચળના આપણે વાછરું રે;
આઘેરાં કરજો બાંધવ, માટી મહોલાતને
ઊંચે રહેવાનું હવે આકરું રે.
ઉગતાં તરુઓએ બથ્થું ભીડી બળેલને
બળતાંએ બથ્થું ભીડી ભોમને રે.
ભોમે પહોંચાડી ઊંચે ડમ્મરીઓ ધૂળની
વ્હાલાંના વાવડ દેવા વ્યોમને રે.
વીરા વંટોળિયા, વહેલેરો આવજે
આઘે ઊભેલાં ઓરાં લાવજે રે,
ઘનના ગોવાળિયાને કહેજો રન્નાદે
વીજળીઓ વેણે નહીં વાવજે રે.

૧૯૪૨

# તને હું વેચાયો

તને હું વેચાયો, નથી જ કશું કહેવું વધુ તને,
ખરીદી લેવાનું ગજું ય નથી મારૂં ગરીબનું;
તને વેચાવું એ પણ નથી જ સામાન્ય કથની,
ખરીદી લેવાની રહી જ પછી ક્યાં વાત સજની ?
ઊંડાં અંધારાંનો મરમ મર જે હોય કવિનો,
પ્રકાશેથી હું તો ચહું છું જવું અંધાર ગલીએ;
પ્રકાશે જે હૈયું મૃદુ કઠણ નિષ્પ્રાણ દિસતું,
તિમિરે એમાંથી અમીઝરણ લાગે પ્રગટતું.

હું તો સાદી વાતો સમજું નથી ઇન્દ્રાણી સરખી.
તું, કે હું ના પેલા સુરપતિ સમો સ્વામી ફુટડો;
ગમી આંખે એથી અધિક ગમી લુચ્ચા હૃદયને,
ગણો એને પ્રીતિ, તરસ–ભૂખ કે તુચ્છ મનસા.
મળે છે ત્યાં, કેડી પરમપથવાંછુ પરખને,
પછી તો વેચાવું સહજ બન્યું છે સૌ મનખને.

૧૯૪૨

# આઘે ઊભેલાં

નાઠી હરણાંની ટોળી, નાઠાં ઝબૂકિયાં
    નાઠી ચાંદાની એક આંખડી રે;
આભે સંતાવા આવી દિશાઓ ધૂંધળી
    પાંદે સંતાતી જેમ પાંખડી રે,
સાગરનાં પાણી પૂછે ધરતી પેટાળને
    એક જ આંચળના આપણે વાછરું રે;
આઘેરી કરજો બાંધવ, માટી મહોલાતને
    ઊંચે રહેવાનું હવે આકરું રે.
ઉગતાં તરુઓએ બથ્થું ભીડી બળેલને
    બળતાંએ બથ્થું ભીડી ભોમને રે.
ભોમે પહોંચાડી ઊંચે ડમ્મરીઓ ધૂળની
    વ્હાલાંના વાવડ દેવા વ્યોમને રે.
વીરા વંટોળિયા, વહેલેરા આવજે
    આઘે ઊભેલાં ઓરા લાવજે રે,
ઘનના ગોવાળિયાને કહેજો રત્નાદે
    વીજળીઓ વેણે નહીં વાવજે રે.

# ફરિયાદ

અમારે ક્યાં રહેવું ? વસતિ મહીં ઘરબાર ન મળે
અને હોસ્ટેલોનો ખરચ અમથી કેમ ઉપડે ?
ગુનો શું ? તો ક્હેશે 'ભ્રમર કરીને સ્હેજ તીરછી
ગમે ત્યાં જોવાની પડી ગઇ બૂરી ટેવ તમને.'
અહો, જેનાં તેનાં મુખકમલ મીઠી નજરથી
નહિ જોવાં એવો ગહનતમ આદેશ અમને:
ભલે ટીકી ટીકી નયનકીકીઓ લાખ નિરખે
અમારાથી હાવાં નજર નહિ ઊંચી થઇ શકે.

અમારે તે જોવું, અહીં નીકળવું, આમ હસવું
વ્યવસ્થાના દૃષ્ટિફલક પરથી ના ખસી જવું:
નીતિસૂત્રરક્ષુ, પરમ ઋત નિર્દેશ ધરણી !
કહે ક્યાં જે ક્હેવી કથની દીન કોલેજીયનની ?
જુઓ છો શું રાતાં નયન કરીને રોષ ભરિયાં ?
અમે સામાન્યાથી પણ અધિક પાપી બની ગયાં ?

૧૯૪૧

# હત્યાની હથેળીમાં

ધડાકો બૉંબનો થાતાં, તૂટ્યા રસ્તા તડોતડ
ઊંચી ઊંચી મહેલાતો ઊડીને માર્ગમાં પડી:
વટેમાર્ગુ કંઇ નાઠાં, દબાયાં તે રહ્યાં રડી
કાળી ચીસો રહી ઘૂમી નિર્દોષોનાં ઘરોઘર
સંબંધી તો મળે શાના ? સ્વજનો યે ના સાંપડ્યાં
માતાઓથી પડી છૂટાં સંતાનો ક્યાંક આથડે:
ઘરો ખુલ્લાં, દુકાનોને મૂકીને હરિઆસરે
કંઇ આખાં કંઇ અર્ધાં કુટુમ્બો ચાલી નીકળ્યાં.

માતા, બૈરી અને બીજાં સંતાનો ચાર લેઈને
પ્હેરેલે લૂગડે એક વેપારી વા'ણમાં ચડ્યો:
'ઠેરો' આવ્યો નવો સાદ—જાણે કે બૉંબ ઉછળ્યો-
રસ્તા વચ્ચે રહી રોકી સત્તા પેલા કુટુમ્બને.
એના બે વર્ષના નાના પુત્રનાં અંગઅંગમાં
માતાના ડાઘ ફૂટ્યા'તા છિદ્રો પાચપરૂં ભર્યાં:
દેખીને કાયદો આવ્યો વચ્ચે કાલપતંગશો
'કાંઠે એને મૂકી દો કાં સાતે યે સાથ ઊતરો.

૧૯૪૩

એકમેક જૂએ સામું શબ્દો ના જીભ ઊંચકે
મુક્તિનું મૂલ્ય શું જાણે જીવેલાં મૃત્યુઆંચકે?
હત્યા કેરી હથેળીમાં મૂકી માસૂમ છોકરું
કાંઠાનાં લંગરો કાપી ગોઝારું વા'ણ ઊપડ્યું

૧૯૪૩

# છેલ્લી ટૂંક : ગિરનાર

વણમાપી, ઘનધૂંધળી લાંબી પર્વતમાળ,
તું એનો ગોવાળ, ખંભે કાળી કામળી.
તું ચાંદાનું બેસણું હરતું ભવ્ય લલાટ,
નભહિંડોળાખાટ, કિરણઆંકડીએ જડી.
પરાજયોની પ્રેરણા ધરતીનો જયદંડ,
તું ઊંચો પડછંદ, અથાક, અણનમ, એકલો.
ઘેઘૂર વનની ઘીંઘમાં તારી વીરમલ વાટ,
ગિર આખી ચોપાટ, સાવજ તારાં સોગઠાં.
તારાં ઊંચાં આસને ચઢતાં થાક્યાં અંગ,
થાકે કેમ ઉમંગ જેનાં ઊડણ એકલાં?
ઊંચે આભ ઝળુંભિયો નીચે વનવિસ્તાર
અહીં તારો આધાર, હાલરડાં હરિનામનાં!
ઊતરવું ગમતું નથી અંક ઝુકાવ્યું શીશ
દે દાદા, આશિષ, ‘ચઢતાં થાક નહિં ચડે.’

૧૯૩૭

# એઠની કૂંડી

ભૂખના દુઃખને ટાળવા હરિને અંતર ઉલટયું હેત,
મંદિર પાછળ એઠની કૂંડીએ એકઠાં કીધાં પ્રેત:
એમાં કોઈ બાઈ અજાણી,
આવી એક ખૂણે લપાણી;
ઓઢણું યે પૂરું ન્હોતું એની કને ઢાંકવા દૂબળું તંન,
અંધારું ઓઢીને ઉભી હતી એતો આરોગવા એઠું અન્ન:
અંગે વીંટી સાદડી જૂની,
આંખે હતી ધાર આંસુની.
એઠ આરોગી જ્યાં પોઠ પાછી વળી ભિખારણે દીધી દોટ,
વચ્ચે પડયો હતો પથ્થર એની વાગી અંધારામાં ચોટ;
ચોટ વાગી તોય ના દાણો,
પામી એક બાઈ ચોખાનો.
ઉપરથી પડયા મુખિયાજી તણી ડાંગના બે ત્રણ ઘા,
રાંડ હજી નથી મૂકતી આંગણું ? કીધું કે આંહીથી જા;
કાળી ચીસ આભમાં ઊડી,
નાહી રહી લોહીથી કૂંડી.
લોહી દેખી નાઠા શ્રીહરિ વૈકુંઠે દ્વાર વાસી દીધાં છેક,
રખે આવી મારે બારણે માગે દાણો અનાજનો એકઃ

નાથ ત્રિભુવનનો નાસી,
બેસી ગયો બારણાં વાસી.
પાણી, પાણી, કરી મંદિર પાછળ સૂતી તાણી લાંબી સોડ,
પાણી પાવા કોઇ આવ્યું ન ઢુંકડું રોઇ રહ્યો રણછોડ:
રોવાથી શું વળશે બેલી?
એવી તારે હાથે પડેલી.
પંખીઓએ બેસી ઝાડની ડાળીએ જોયો નિહાળીને દેહ,
પ્રાણ પામે નહિ અન્ન ભલે કેમ દેહ પામે નહિ ચેહ?
લૂંટયા હરિ અન્ન ને પાણી,
ચિતા તારી કેમ હોલાણી?
ખાંપણ ખાતર કોડી મળી નહિ, લાકડાં યે મોંઘાં દાટ,
બાળ્યા વિના એનું ખોળિયું રઝળ્યું બે દિ' મસાણને ઘાટ:
અંતે ચીરી દેહ ધરાનો,
દાટી દીધો દુઃખ ખજાનો.
ખખડયાં પાન ફરી જાણે આવતો પ્રેતનો મંદ અવાજ,
ભૂખે ભલે મને મારી પ્રભુ, પણ ન્હોતી લેવી મારી લાજ:
કાયા કોઇ જાનકી કેરી,
ભળી ગઇ ભોમકા ભેળી.

# મારા ગામની નદીને

તારે કાંઠે નથી કોઈ ઐશ્વર્યે ઓપતી કથા
કે ના કો' લુપ્ત લંકાનાં પાદચિહ્નો તહીં પડ્યાં;
જેમ કો' માવડી હેતે ઝૂલાવે પુત્રપારણું
તેમ તારા તરંગોએ ઝૂલન્તું મારું ગામડું.
ખોરડાં સાત ,વીસું ને કૂબા 'બાર છ, ઝૂંપડાં
વચ્ચે મા'દેવનું દેરું, ચોરે રામતણી ધજા;
કાયાને રક્ષવા કાજે વેર્યા થોર ભુંભલા
એ સૌને તેજથી વીંટી લેતી તું કટિમેખલા.

વેળુમાં બેસીને તારી આવેરી ભોમ ઝંખતો
કૂબાની કાચી માટીમાં સોનેરી ચિત્ર આંકતો;
કીધાં'તાં ઝૂંપડીમાંથી અલકાનાં સ્વપ્નદર્શનો
તારા શિલાખંડોને મા! મેં માન્યાં'તાં સિંહાસનો.
પ્હેલામાં ફોરતી વૃન્દા, બીજે આવળનાં અમી,
એવા, બે હાથમાં તારા તીર્થસ્થાનો રહ્યાં રમી.

૧૯૪૨

# મારી પાનની દુકાનને

દિશાઓની ભીંસે કથળી ઘરની કાય દુબળી
વસુના વૈરીને તૃણતણી પથારી ય ન મળી;
તજી મચ્છુપાણી મળરહિત ને મેઘનીતર્યાં
અમે સિન્ધુકેરાં અતળ જળમાં આવી ઉતર્યાં.
ન'તી વિદ્યા, ન્હોતા વસુ હતું નહિ કોઈ મદદે
અમારું તો ગાડું ગબડી રહ્યું'તું એક બળદે;
કિતાબો ફંગોળી શ્રમમહીં ગણી ધન્ય મનખો
ઉભો જૈ એકાકી જનકપડખે ભેરૂ સરખો.
મળી તું :જાણે કે તિમિરમહીંથી જ્યોત નીકળી
મહાશૂન્યારણ્યે પીયૂષભરી ઓચિંતી ઉતરી;
તું પ્રારબ્ધે ફોરી જીવન બસૂરું કીધું સૂરમાં
મુંગી વાણીને તેં કરી વિહરતી કાવ્યપૂરમાં,
રમ્યો તારે અંકે મુદિતમનથી અન્નપૂરણે!
થજો મારું છેલ્લું સ્મિત વિલય તારે જ શરણે.

૧૯૪૪

# લલાટનો ચિતારો

દીધી કોયલકંઠમાં વનશોભાની વાત
કેસૂડાંને કાળજે, રંગભર્યાં અભિજાત:
તેં માતા ગુજરાત!

તારી રજે રજે જીવવું મારે,
તારે અવાજે મા, મરવું મારે:
તારી પ્રશસ્તિને પ્રાણે પ્રાણે અવતરવું મારે.

તારી હથેળીને દીવે દીવે,
કૈંક અજાણ્યાની આંખો જીવે:
લાખ લાખ પેલાં ચાંદરડાં તારાં
અંધારાં ઘુંટડે-ઘુંટડે પીવે.

જોને કવિતાની વાડીઓ ઝૂકી;
ભીની કરી તારી પાંપણો સૂકી:
કાવ્યમોતી અણુમોલ બની તારાં નેનથી
માડી, નીતરવું મારે,
તારું લલાટ ચીતરવું મારે.

૧૯૩૭

# નવું સૈન્ય

એક સવારે ઊઠી ઉષાએ જોયું તો રણવાટે,
કૈંક જુવાનો અસૂર* હણવા જાતા'તા પુરપાટે.
શસ્ત્ર અસ્ત્ર કૈં ન્હોતાં પાસે, ચાલ ચતુરા ચરણી,
ત્યાં રસ્તામાં મળી કવિતા, સોટી લઇ બાવળની.
થોભો આંહીં જરાક જ થોભો કોડ મને વરવાના,
મને પામવા તજવાં પડશે નર્તન સૌ નટવાનાં.
નેન કીકીએ જેમ છૂપાયાં અમૃત-વિષ અદીઠાં,
મારી કઠ્ઠણ માટી નીચે ભર્યાં સરોવર મીઠાં.
ભાલે ભૂલા પડી જુવાને જંતરડું જ્યમ ખોયું,
તેમ તમે ના ખોઈ આવજો જીવનમાં જે જોયું.

રોજ મને આવે ભણકારા મારે કોમળ થાવું,
પણ ગાયિકા ઠોઠ રહી હું ક્યાં જઇ મારે ગાવું?
એમ કહીને ચાલી એતો સરસ્વતીને ધામે,
પથ્થરનું ઓશીકું કરીને સુતાં'તાં તે ઠામે:
મોર ન'તો કે પીછાં ન્હોતાં વીણા બંધ પડી'તી,

* અસૂર] અગાયક; અગેયતાપક્ષી.

એક પાત્રમાં કૈંક ઝાડની છાલો માત્ર ભરી'તી.
કેશ હતા છૂટા ને મોંએ લીંપ્યો'તો કાદવને,
જાણે કોઈ અસુરાધીશે જીત્યો'તો જાદવને.
માડી, કેમ થયું છે મોઢું તેજહીણું ને તીખું ?
એવો કોણ હતો કે જેણે વીણાવાદન વીંખ્યું ?

કાલ સવારે રણગીતો ગાતી નીકળી'તી ટોળી,
હું પણ વીણા ખંભે લઈને એ સૌ ભેળી દોડી.
યુદ્ધમધુરસ મેં પણ પીધો, કૈંએ શિર લડાવ્યા.
ભડકાસૂરની બરછી આગળ *સૂરમુનિવર ના ફાવ્યા.
હસી કવિતા શબ્દ આસને હસી રહે જયમ બુદ્ધિ.
તમે ય શીદ વરણાગી ભેળાં ગયાં ગુમાવી શુદ્ધિ?
કેડે હાથ મૂકીને નાચ્યા હશે, વગાડી તાળી :
સાધક વિણ સમરાંગણ કોણે શોભાવ્યું છે માડી ?
નવું સૈન્ય તારું મા શારદ, દીઠું પંડપ્રચારી,
ચાર લીંટીનું શસ્ત્ર લઈને કરતું મારામારી.

* સૂરમુનિવર] ગાયક; ગેયતાપક્ષી

૧૯૪૩

# ટૂંકી કેડી

તમારી સોનેરી પગથી પરથી મેં ઉતરીને
ગુમાવ્યું શું તેની કશી જ ગમ ના હું ગરીબને :
કશું યે ખોયાનો લગીર મનમાં ના વસવસો
મળ્યું, તેની હાંકી કયમ શકું બડાઈ હું અમથી ?

તમારી નાનેરી પગથી પર ચાલી નવ શક્યો
રહ્યો ના મૂંગો હું ગ્રહણ કરીને મુખગરણું :
તમારી નીતિનું ચકચકિત ખોખું નવ ગમ્યું
ગમ્યું તે લૈ-સાથે દૂર જઈ રહ્યો છું હું તમથી.

કહું શું ? સંતાનો ? દઈશ પરણાવી કવણને ?
ઉપાધિ વ્હોરી છે વગર ખપની હું થા બમણી :
તમે માનો છો કે દિલીપ, જસી, જ્યોત્સ્ના, અનુપ સૌ
અમારાં શોધેલાં કબૂલ કરશે માટી પૂતળાં ?
કહી દેશે આવી દિલીપ 'ઘરમાં આજથી તમે
રસોઈની થાળી અદકી કરજો એક જણીની';
'અને મારી ઓછી'–ઉજમભરી જ્યોત્સ્ના કહી જશે.

૧૯૪૨

# આવજે તું

તારી આશાને છાંયે જે કોઇ બેસે
એને હરિ, સંભાળજે તું:
કોઇ અબોલતણી કંઠવેણુંમાં
લાખ લાખ સૂરે વાગજે તું.

કામળી ઓઢીને તારે આવવું જ હોય તો
વાંસળીને ભેળી લાવજે તું;
સપનાં વિહોણી કોઈ અણજંપી રાતના
સૂના નીંદરડીમાં આવજે તું.

થાકેલી નદીઓ કેરાં નીંદરતાં નીરને
મધરાતે ઝણકાવજે તું:
આકરા ઉનાળાની વેળુના તાપને
શિયાળુ ગીત ગવડાવજે તું.

પાંખોમાં પાંખ મૂકી ઊડંતી વાદળીમાં
વીજળીને ચમકાવજે તું;
આંખડી બંધ છતાં અજવાળું શોધવા
લાકડી બનીને બાપુ, આવજે તું.

૧૯૪૨

# આઘે આઘે

આઘે આઘે,
આઘે આઘે પેલું સૂરજનું ટમકું બળતું:
લાલ કિનારને પહોંચી જવા મારી-
કીકીઓ યે મૂકતી પડતું.
મોજાં નમી નમી ઊછળતાં
કિરણો તણાં કુંકુમ ઊતરતાં:
મારી હોડીને આગળ નોતરતાં
આઘે આઘે,
આઘે આઘે છતાં ઓરે ઓરે-
મારા અંતરમાંહીં દીવા બળતા.
સૂરજને ઊગી આથમવું
મારે ઊગી ઊગીને ચડવું:
હોડીને એકલું આથડવું
આભને આખો દિ' આવળનાં-
ફૂલની જેમ હસવું ને બળવું.
આઘે આઘે છોને વાયુની પાંખ લઇ જાય તાણી
મારે હીંચોળવાં સાગર પાણી.

૧૯૩૯

# અબોલનું આક્રંદ

મંદિરિયામાં નથી રે, મારાથી રે'વાતું.

પરની પછેડીની સોડ ગમે શાને ? શાને ગમે પરનું ભાતું ?
ચરણામૃત ગણી આંસુ પીતાં સૌએ, બાપને માની પનોતું:
મંદિરિયામાં નથી રે, મારાથી રે'વાતું.

વીંઝણાના વાયુ મને વિષડંખ દેતાં, ભડકા જેવી સોનાભીંતું,
હૈયું બળે ત્યારે લાવે નાવણકુંડી જમડાની જાણે જમાતું:
મંદિરિયામાં નથી રે, મારાથી રે'વાતું.

ગીત ગળામાંથી ખૂટયાં ગોવિંદનાં, તૂટી તંબૂરાની તાંત્યું,
તાર અખંડિત રે'શે ભગત, એનો કસણી બનીને જેણે કાંત્યું:
મંદિરિયામાં નથી રે, મારાથી રે'વાતું.

૧૯૪૨

# ગુજરાતણ

મેં તો દીઠી ગુજરાતણ રે, ગરબામાં ઘૂમતી
ઝાંઝરને ઝંકારે દિશા રૂમઝુમતી;
દીઠી ગુજરાતણ રે, ગરબામાં ઘૂમતી.

શશિઓ સહસ્ર જેની આંખોમાં ઊગતા,
પાલવની પાંખોમાં પવનો વછૂટતા;
ઝંખવાતા તારકમાં જઈને ઝબૂકતી,
દીઠી ગુજરાતણ રે, ગરબામાં ઘૂમતી.

પગલાંએ ધરતી નરતંતે ઉમંગમાં,
ભરતી સુગંધ સખિ, ફૂલફૂલનાં અંગમાં;
કુમકુમની આંગળીએ ઉષાને રંગતી,
દીઠી ગુજરાતણ રે, ગરબામાં ઘૂમતી.

પાંપણથી પંખીઓનાં પીછાંને ગૂંથતી,
કોયલનું સ્મિત લાવી કેસૂડે મૂકતી;
કુંજકુંજ કોકિલા થઈને કલ્લોલતી,
દીઠી ગુજરાતણ રે, ગરબામાં ઘૂમતી.

વનવનની કેડીએ ને ઘરઘરને ઉંબરે,
હૃદયભરી ધેનુના ઘમકંતા ઘૂઘરે;
સરજાતાં ગીતોને ગોપી થઈ ગૂંજતી,
દીઠી ગુજરાતણ રે, ગરબામાં ઘૂમતી.

રજનીરાણીની શ્યામ મેઘરંગી ઓઢણી,
શારદના ચાંદલિયે કરતી સોહામણી;
વાદળની સેનામાં વીજળીઓ વીંઝતી,
દીઠી ગુજરાતણ રે, ગરબામાં ઘૂમતી.

૧૯૪૨

# અડવે અંબોડે

હીંચકો હૈયાં હીંચોળે
વસંતનાં, હીંચકો હૈયાં હીંચોળે.
કેસૂડાં ને કુમકુમની છોળે
વસંતનાં, હીંચકો હૈયાં હીંચોળે.

મોગરાના મંડપમાં બેઠેલી માલણી
કળીઓનાં કાળજડાં કોરે;
એને દેખીને છોડ્યું શરમાતી કોયલે
બાંધેલું ગીત કંઠદોરે—
વસંતનાં, હીંચકો હૈયાં હીંચોળે.

સંધ્યાને સેંથે બેઠેલ ઓલી ચાંદની
બીતી બીતી કૈંક બોલે;
રજનીની રૂપેરી આંગળીઓ, શરમાતી,
ધરતીના ઘૂંઘટડા ખોલે—
વસંતનાં, હીંચકો હૈયાં હીંચોળે.

આવો ચાંદનીઓ ને આવો જગમાલણો!

વનવનની કેડીએ ને ઘરઘરને ઉંબરે,
દૂધભરી ધેનુના ઘમકંતા ઘૂઘરે;
સરજાતાં ગીતોને ગોપી થઈ ગૂંજતી,
દીઠી ગુજરાતણ રે, ગરબામાં ઘૂમતી.

રજનીરાણીની શ્યામ મેઘરંગી ઓઢણી,
શારદના ચાંદલિયે કરતી સોહામણી;
વાદળની સેનામાં વીજળીઓ વીંઝતી,
દીઠી ગુજરાતણ રે, ગરબામાં ઘૂમતી.

૧૯૪૨

# અડવે અંબોડે

હીંચકો હૈયાં હીંચોળે
વસંતનાં, હીંચકો હૈયાં હીંચોળે.
    કેસૂડાં ને કુમકુમની છોળે
    વસંતનાં, હીંચકો હૈયાં હીંચોળે.

મોગરાના મંડપમાં બેઠેલી માલણી
કળીઓનાં કાળજડાં કોરે;
એને દેખીને છોડ્યું શરમાતી કોયલે
બાંધેલું ગીત કંઠદોરે—
વસંતનાં, હીંચકો હૈયાં હીંચોળે.

    સંધ્યાને સેંથે બેઠેલ ઓલી ચાંદની
    બીતી બીતી કૈંક બોલે;
    રજનીના રૂપેરી આંગળીઓ, શરમાતી,
    ધરતીના ઘૂંઘટડા ખોલે—
    વસંતનાં, હીંચકો હૈયાં હીંચોળે.

આવો ચાંદનીઓ ને આવો જગમાલણો!

ગીતો ને નર્તનની જોડે;
લાવો તારાને ફૂલવેણીમાં ગૂંથવા
ઉષાને અડવે અંબોડે—
વસંતનાં, હીંચકો હૈયાં હીંચોળે.

૧૯૪૧

# ભૂખી છું

છબી આ કોની છે? નહિ, નહિ, દિસે શિલ્પ નવલું
ભરી છે આંખોમાં અવનવીન કારુણ્યકથની :
ઠર્યાં ગાલે રેલા નયનજલના, ને લટુરિયાં
ઉડે છે એમાંથી પકડ મળતી કાવ્યપથની!
નથી વસ્ત્રો પૂરાં-
વળી એના લીરા ફરફરી રહ્યા અંગ ઉપરે,
જરા ઢંકાયેલાં તનસકલનું સ્વાસ્થ્ય નિરખી
અહો, શી હૈયામાં સુરુચિકર ભાવોર્મિ પ્રસરે!

તમે લંબાવેલા કરમહીં વળાંકો અવનવા
જુઓને અંગુલિ લલિતગતિમાં કેવી રમતી?
અરે, આ શું? આંખો સજલ કયમ? આંસુ વહી રહ્યાં
પ્રશંસાનો આવો અરથ કરવો હોય અવળો?
કલાનો હું સ્વામી સકલ સ્થળમાં એ જ નિરખું
ભિખારી છો તેથી લગીર શરમાશો ના, બઇ, તમે.
'કલા શું? સ્વામી શું? કરમહીં મૂકો એક પઇસો
ભૂખી છું બે દિ'થી-.'

૧૯૩૩

# છણકો

–ને એના છણકા મહીંથી છટકી આંખો જરા નમ્ર થૈ
બોલી, અશ્રુથકી કહી રહી બધું, વાચા ન'તી તે છતાં:
'મારો દોષ નથી જરા ય દિલનો થૈ ચાલ ઊતાવળી
મેં તો પાંપણને નમાવી કહ્યું'તું કે આવજો મંદિરે.'

ત્યાં મોઢું મલકયું જરાક અસથું લુચ્ચાઈ નેને હસી
હા, હા, બોલ હજી વધુ મરમમાં, છે દેવ પાષાણના:
–ને ત્યાં તો સ્વરની ભીનાશ લઈને આવ્યા કટાક્ષો નવા
'આંખો, રૂપ, શરીર, કાન સઘળું છે જાગતું તે છતાં
ભૂલ્યો છે ઘડનાર માત્ર મુકતાં કાયામહીં કાળજું.'

બોલી નમ્રપણે છતાં ય મુખની રેખા ન કુંણી થઈ
કે, ના નેનમહીં જરાય ગરવી આવી છટા શબ્દની:
હું જો પથ્થરની અબોલ પ્રતિમા તો કાષ્ઠની એ હતી
શા કાજે નિજને બતાવી મુજમાં થાતી હતી એ છતી?
આ રીતે અવળા કટાક્ષ કરતાં જાશે સખિ, આયખુ
પૂછો જે પૂછવાનું હોય ચખને, એમાં બધું છે લખ્યું.

૧૯૪૩

# રૂસણાં

મારે ? ના, ના અમારે કવિપદરજને કાવ્યમાં ગૂંથવું શું ?
ઊર્મિ કે યાતનાઓ, પ્રણયવિરહની ના ઘટે વ્યર્થ ગાવી :
એ તો સૌ પ્રેમપત્રો અકલિત કવિતા કહેવી એને શી રીતે?
કાં તારૂં ચિત્ત અહ્યા, વ્યરથ ભમતું વેદનાની પછીતે ?

તેં ના ભક્તિ પ્રભુની મરમ કરી આળું કદિ ક્યાંય ગૂંથી
એનાં તેજે રસેલાં ધનપતિ-નૃપતિના પ્રતિ ધ્યાન ક્યાંથી ?
તેં રસ્તાના ભિખારી, રગતપીતિયાં, અન્નભૂખ્યાં અનાથો
કેરી નાની, નકામી વગરમફતની વેરી વિષણ્ણ વાતો !

તારે તો શબ્દઝૂલે નવરસરુચિરા સંસ્કૃતિને ઝુલાવી,
એનાં સૌંદર્યરશ્મિ–ભર નવ નિરખ્યાં–સોંપવાં વિદ્વતાથી
અજ્ઞાને ગૂંગળાતી તિમિરવશ આ મૂર્ખ ભોળી પ્રજાને.
ને તેં જો આટલું યે નવકર્યું કવિતાક્ષેત્રમાં તો સદાના
તારાથી રૂસણાં છે કવિવરપદનાં, ધર્મકુંણી પ્રજાનાં,
કાલિદાસાદિ દેવો શતશત મુખથી વર્ષશે શાપ છાનાં.

૧૯૪૩

# પ્રતાપી નમ્રતા

શ્રીદામાને નિહાળી અચરજ ભર તેં દોટ દીધી'તી દ્વારે
દુપટ્ટો મૂલ્યમોંઘો ધૂળમહીં રગદોળાઇ નીચે પડ્યો'તો:
સોનાહીંડોળ થંભ્યો, કરમહીં કંઈ થંભી ગયા વીંઝણાઓ
નૂપુરોની હજારો ઘુઘરી પણ થઈ વાગતી બંધ ત્યારે.
તેં ધોયા પાય એના વિગલિત થઇને દીનતાને ય વંદી
મૈત્રીના તે દિ' કીધી–શિશુવયશમણે–ચાકરી તેં ચુનંદી:
તેં ના કૈં એકલાએ, પણ તવ પડખે રાજતું રાણીસૈન્ય
એની ઊંચી શુશ્રૂષા થકી ગણી રહ્યું'તું ભાગ્ય પોતાનું ધન્ય.

ઐશ્વર્યોથી ભરેલાં ત્રિભુવન તણી કે, ગોપીગોષ્ઠિથી ભીના
તારા હૈયાં તણી મેં કદિ જ કરી નથી અંતરે લેશ ઇર્ષ્યા,
ઇર્ષ્યા છે આંખની જે જલભીની થઈ તાંદુલને કાજ ટાંપી
રે'તી આશ્ચર્યથી? ના; મધુમય નજરાણું ગણી મિત્રતાનું:
-જેના અક્કેક દાણે અમૃત ભર્યું હતું ઉજળી પાત્રતાનું-
મારા નિર્દંભ હૈયે હરઘડી ચહું છું નમ્રતા એ પ્રતાપી.

૧૯૪૩

# નણંદલબા

વીરા મોરા, ઊંચી મેડીનાં નીચાં બેસણાં રે,
ઓલી કોરે નમતાં નેણાંનાં વેણ
અદકાં વહાલેરાં હુંથી–
હોઠે હરખ હૈયે રૂસણાં રે.

બ્હેની મોરી, આઘી નદીયું ને ઓરી વીરડી રે,
તું તો માનાં ધાવણની ધાર
સરોવરની પાળ–
પરનાં નેવાંની પારેવડી રે.

નણંદલબા, શાને ચડી છે રીસ આવડી રે?
હું યે છું કોઇ બાંધવની બેન
બાપુજીનાં નેન–
માડીની અમિયલ આંખડી રે.

નણંદલબા, ઉરના અબોલા ઝાઝું બોલતા રે,
તમે પારિજાતકનો છોડ
રુમઝુમ ફુલનો હિંડોળ–
તમારી ફોરમે અમે ફોરતાં રે.

૧૯૪૨

# ઘૂમટો મેલ્ય

વહુવારુ, તારો ઘૂમટો મેલ્ય,
વડવઇઓની વચમાં જો ને
નીકળી નમણી નાગરવેલ્ય:
નગરની વહુવારુ, તારો ઘૂમટો મેલ્ય.
તાળાં નંદવાણાં ને પિંજર ઊઘડ્યાં,
સૂરજના તાપે જો, સળિયા યે ઓગળ્યા:
ચરકલડી, તારે ઊડવું સ્હેલ,
વાહાલિયાને વીંઝણે તારા
હૈયાની શેણે નમતી હેલ્ય?
વહુવારુ, તારો ઘૂમટો મેલ્ય.
વાયરે ચડીને જો, ફૂલડાં રમઝુમતાં,
વગડામાં વેરાયાં ફાગણનાં ફૂમતાં:
રમતી ફોરમડી, તારું ફળિયું મેલ્ય.
સપનાંલ્હેરે રમતી તારી
નીંદર-નાવડી આઘી ઠેલ્ય;
વહુવારુ, તારો ઘૂમટો મેલ્ય.

# કવિતાને

તું દેવી છો, દષ્ટિફલકપરની તું અપસરા
મહાસૌન્દર્યનું નિતનવીન સૌન્દર્ય પણ તું :
અનંતે છંટાતી નભસકલની કૌમુદી સમી
અહીં તું ફોરે છે કમલદલની ફોરમ બની.
મરુતેમ્હાલીને ઘનઘુમરડી લેઇ, વરષા
સ્વરૂપે તું પાછી જલધિજલમોજે મલકતી.

અહો, આવાં તારાં લખઅલખ રૂપોની વચમાં
મને તું રોજીંદા જીવનતણી દેખાય રચના
મને ના, દેખાતું તુજમહીં સખિ અદ્‌ભુત કશું
બધી વસ્તુઓમાં ઘરતણી, તને નિત્ય નિરખું.
અજંપે, આક્રંદે, ગૃહિણીછણકે વા મધુરપે
સ્મિતે સીંચાયેલાં શિશુ સકલનાં સૌમ્ય મુખડે
તને મેં દેખી છે, હસતી રમતી ધૂળ-ફૂળિયે
ફરી ના ઇચ્છા તેં કનકતણી રેણુની કદિયે.

૧૯૪૩

# પરોણલાં

પાછલા પહોરના તારોડિયા, કરજો અજવાળાં ફુણાં
જાગી જાશે કુસુમ ઊંઘતાં રહેશે સપનાં અધૂરાં:
સામે ઊભી હશે રાતડી કાળાં અંબર પ્હેરી
ઝાકળભીનો વાહોલિયો લેશે કાયાને ઘેરી.

પાછલા પહોરનાં પંખીડાં, ગીત હળવેથી ગાજો
ઉનાળાની ટૂંકી રાતને ઝાઝું ઊંઘવા દેજો:
જાગી જાશે નાનાં વાછરું દેશે ખીલે ખાંભારડાં
ઘેનુનાં ધાવણ છૂટશે ખાલી રહેશે બોઘરણાં.

પાછલી રાતનાં પરોણલાં વહજો વેણુને હળવાં
બારણે ઊભીને બ્હેનડી કરશે કાનને સરવા:
રાતને રોકીને ઊગશે ઉષા રોજથી વ્હેલી
ઊંઘતાંને ય જગાડશે ભીંત સોને મઢેલી.
જા રે, કેસૂડા, તારે બારણે કોણે આવવા કીધું?
વૈશાખ માસને વાયરે નથી નોતરું દીધું!

૧૯૪૩

# તૃષાની ત્રાજૂડી

વ્યવસ્થા ત્યાં ન્હોતી
અને એનાં તેજે નભતી ચીકણીલાખ લઘુતા
ન દીઠી'તી, સુણી પણ નવ હતી, જન્મી ન હતી.
ઉમંગી ને સીધી સરળ હતી આયુષ્યસરણી
અસૂયા કે તૃષ્ણા, સુખદુઃખતણી કોઇ કથની
કદી યે ત્યાં ન્હોતી.

હજારો વસ્તુઓ નિતનવીન સર્જાતી તદપિ
ન'તો કર્તાઓનાં ઉરમહીં લઘુભાવ શ્રમનો;
ન'તું નાણું, એની કીમત ન'તી, માલિક નહતો
બધાંની સ્હૈયારી બની રહી હતી સૌમ્ય વસુધા.

વ્યવસ્થા ત્યાં આવી જંઈ જંઇ તણો લીધ કબજો
તૃષાની ત્રાજૂડી હૃદયહીણ હાથે જઈ ચડી!
મજા ગૈ મેદાનો ઉપર રમવાની ઊરમિનાં
કવિતાની કાયા જડ બની ગઈ નર્તન વિના.

૧૯૪૦

# રસ્તામાં

અજાણ્યાં છો ? સારૂં; કઈ ગમ જવાનું છ તમને ?
અહીંથી આ પેલા નદી ઉપરના પૂલ પરથી
તમારી ને મારી અલગ પડશે માર્ગરચના.

જશું, છુટ્ટા થાશું પણ ઘડીક આ રમ્ય સરિતા
કિનારે બેસીને નિરખી લઈએ સાંજ નમણી :
રહેશે એનાથી ચિર, મિલનયાદી લપસણી !

વિના બોલ્યે આખો વિજનપથ સંગાથી રહીને
કર્યો પૂરો એનું કશું જ નથી આશ્ચર્ય તમને ?
હસ્યો'તો હું વાણીવિહીન નિરખીને સુખછબી
ક્યાં શૂન્યારણ્યે હૃદય રખડાવ્યું સખિ, તમે ?

હવે ચાલો સંધ્યા ઉતરી, રજની આવી રમવા
હજી માથે મોટી મજલ પડી સંસાર ભમવા :
તમારા જેવી આ રજની પણ મૂંગી મળી મને
મુંગા સંગાથીશું ભમવું કયમ મારે ભવરણે ?

૧૯૪૩

# શું લખું ?

હું શું લખું ? લખવું જ્યાં નથી કૈં જ બાકી
ચિત્રામણે ભરી દીધી પ્રભુ, પાટી આખી:
જ્યાં રંગની લલિત સૃષ્ટિ નથી સમાતી
ત્યાં કંઠની કરવી શે વણઝાર ગાતી ?
હું અર્થને પકડવા કરું શબ્દસ્વારી
તું મૂર્તિ એની ઘડી ભેટ ધરે ધરાને;
કાવ્યાર્થ, શબ્દ બધું છોડી નિહાળવામાં
એ મૂર્તિને; બની જતો હું સ્વયં પ્રતિમા.

તારી ઉડેલી પદરેણુ મહીંથી હું તો
એકાદ સૂક્ષ્મ કણ સંઘરું શબ્દભોમે:
એનું સ્વરૂપ હજી સ્થિર ન થાય ત્યાં તો
એવાં અસંખ્ય સ્વરૂપો ઉભરાય વ્યોમે.
હું શું લખું ? લખવું કો'ક ગયું છ લૂંટી,
તારાં લખ્યાં ગગનગીત રહ્યો છું ઘૂંટી.

૧૯૪૩

# સ્વપ્ન લોપાશે

સ્પર્ધા કાજે પ્રભુ, તારી જ્યારે હું શસ્ત્ર શોધતો
કુણા હૈયા પરે તારી લાતો યે કૈંક નોંધતો:
પાણી ને અગ્નિમાં તારાં નેનોને જોઈ નાચતાં
તેં ચોડેલી થપાટો યે ત્યાં ને ત્યાં જ ભૂલી જતો.

થતું કે તું ય લેખે છે મારી આધિઉપાધિ સૌ
મિથ્યા હું આંસુમાં મારાં ખાલી હ્યું ઝબોળતો:
એક દિ' કોયલે આવી પૂરાવ્યો સ્વર પંથમાં
થયું કે તું જ બોલે છે પંખીના કંઠ કંઠમાં.

પરંતુ આજને ટાણે તારું તાંડવ જોઈને
ધરિત્રી એમ બોલી 'ના, આવું શોભે પ્રભુ, તને':
શોણિતે આભ છંટાયું વછૂટયાં વજ્ર ઇન્દ્રનાં
ત્રોફી નાખી ધરિત્રીને ત્રોફાશે તારી યે ત્વચા.
પછી તો સ્વપ્ન લોપાશે તારાં સૌ સૃષ્ટિક્ષેમનાં,
અને જૂઠી થશે પેલી ગીતાની તારી ગર્જના:
'ધર્મ સંસ્થાપનાર્થાય સંભવામિ યુગે યુગે.'

૧૯૪૩

# અજાણી લિપિ

તમે ઉકેલી ઈતિહાસ આરસી
સુષુપ્ત શોભા કરી જાગતી તમે :
કણેકણે કૌતુક દીઠું કાળને
વાણી દીધી મૂર્છિત વાયુઅંગને.

તમે થયા સારથી સંસ્કૃતિના
ચાંદા અને સૂરજકેરી સાક્ષીએ :
દૃષ્ટિતણાં તેજ ઉપાડી પૂર્વથી
વેર્યાં તમે ઉત્તરધ્રુવમારગે.

કોરી તમે પથ્થરકાળજાંને
ભલે ઉકેલ્યાં શમણાં સનાતન :
જૂની કિતાબો નૂતનાક્ષરોએ
છો ને કરી જાજરમાન, કિન્તુ–
દરિદ્રીનાં અંતરમાં લખાયલી
લિપિ નથી કોઇ શક્યું ઉકેલી.

૧૯૪૩

## કહ્યું હતું

કહ્યું હતું મેં
કે એક દિ' આવીશ દ્વાર તારે,
ખૂટ્યું હશે ચેતન તો ય કાયા
ઉપાડીને, પંગુ છતાં ધીમે ધીમે
આવીશ હું એક દિ' દ્વાર તારે.
કહ્યું હતું મેં–

કહ્યું હતું આજ કહું છું જુદું,
તારી કને જર્જર જિંદગી લઈ
અનેક રોગે ચિમળાયલી છબી
બતાવવા આવીશ હું નહિ પિતા!

હું તો ધરાને ચગદેલી દૈત્યની
એડી તળે, શીશ મૂકી સુવાણું
અતૃપ્તને રક્તની તૃપ્તિ અર્પી
તારે ઘરે આવીશ રંગભીનો
જુવાનને જર્જર જિંદગીનાં
સુદૂરનાં સ્વપ્ન ન હોય કામનાં.
૧૯૪૨

# કાળા દુપટ્ટામાં

મેં એમ ક્યાં કીધું હતું ?
એ સ્પષ્ટ પણ ન્હોતું કે, હું તમને નથી ચ્હાતો,
આંખો મહીંથી મેં મલીદાઇ હઠાવી'તી
ને સ્મિતની રેખા ન હોઠે બ્હાર આવી'તી;
હા, આટલો તે દિ' ફરક 'હું''માંથી આવ્યો'તો.

એ રોષમાં આભૂષણો ફેંક્યાં તમે સામે
ને કંકણોના યે કર્યા કટકા જ તે ઠામે;
'હું જીવતાં આ નાકનમણો કેમ ફંગોળ્યાં?'
અરે, એના જવાબોમાં–
હસ્યાં બેખ્યાલ ખ્વાબોમાં–
પછી કાળા દુપટ્ટામાં છુપાવી મોં રહ્યાં બેસી
રૂદનસ્વરસ્પર્શથી પોળો અને રસ્તા ય ઢંઢોળ્યાં.

રહો છાનાં બધું આ કોઈ સાંભળશે,
વલે સારી બૂરી થાશે:
જૂઓ, ખાલી જનાજો, બ્હારથી આવ્યો સુણી રોવું,
ઊંચકનારાની પંગતમાં રહ્યું મારે ય જોડાવું!

૧૯૪૩

# તરડમાંથી

મેં એક દિ
મેં એક દિ' ખખડાવિયું'તું દ્વાર કે 'ઉઘાડજો.'
ના કાંઈ ઉત્તર, ના રજા
મેં તરડમાંથી એટલું જોયું થઈ ઊભી સજા!
અંગપર એકે ય ન્હોતું વસ્ત્ર કે ન્હોતી લજા
દીવે હલાવી ડોક એને એટલું કીધું 'ન જા.'

તો ય એ આવી અને ઉભી રહી,
આંખ, એની રંગભીની પાનીઓ જોઈ રહી:
'હું અહીં છું આંખને કાં ઠેરવો ધરતી પરે?
કલ્પનામાં હું નવસ્ત્રા રોજ તમને લાગતી
આજ સામે આવતાં આંખો અજાણી કાં થતી?'
આટલું બોલી અને પાછી ફરી
આંખડી પેલી તરડ ઉપર જઈ પાછી ઠરી:
રૂપ શું જાણે કે એને ચોરવામાં છે સજા!

૧૯૪૨

# વસંતને કહેજો

વસંતને કહેજો કે, વરસીને જાય.
શિશિરના સૂસવાટે કંપી વનપંખિણી
કંપી કુંજડલીની કાય;
ખરતી મંજરીઓએ સંદેશા મોકલ્યા
હિમાળે ક્યાંથી રે'વાય?
વસંતને કહેજો કે, વરસીને જાય.

થંભ્યું સ્મિત સરોજલે, થંભ્યો ગીતવિહાર,
ચંચલ નૌકા ચિત્તની પડી નિરવ મોઝાર.

સૂની સરિતાની સખિ, આછી જલઓઢણી
વાયુની વેળુએ વીંટાય;
કાંઠે ઊભેલ પેલી કુમળી કરેણનાં
હાલરડાં કોણ હવે ગાય?
વસંતને કહેજો કે, વરસીને જાય.

૧૯૪૩

# જૂની બિરાદરી

છોડી બધી ય બિરાદરી જૂની,
આંખમાં રાખ ભરાણી છે ઊની.
પાંદડીઓ પર ઝાકળગૂંથણી ગૂંથવાનો એને હર્ષ,
માનવીની કાયા ખાતરને કાજે એનો ન પામતી સ્પર્શ :
પગલે પગલે ભૂલ પ્રભુની,
આંખમાં રાખ ભરાણી છે ઊની.
પાન વિના ઝૂરે ઝાડ, ધરિત્રીનો પાણી વિના કકળાટ,
પંખીઓ શોધી રહ્યાં ખૂણે-ખાંચરે ફૂલડાંની પમરાટ :
કુંજો પડી આજ કોયલો સૂની,
આંખમાં રાખ ભરાણી છે ઊની.
સમીરના સુમધુર સંચારમાં આજ ઊઠે છે વિલાપ,
પ્રકૃતિના અપમાનિત પંથમાં પગલે પગલે શાપ :
જાગી તૃષા દાટયા દેહચરૂની,
આંખમાં રાખ ભરાણી છે ઊની.

૧૯૩૫

# ક્ષુધા

પૂજાતા પથ્થરો દેખી ક્ષુધાને મનમાં થયું,
હું યે વેશ ધરી આવો વિશ્વને કાં ન છેતરું ?
પત્રં, પુષ્પં, ફ્લં કેરાં નૈવેદ્યો લોક લાવિયાં
વેશધારી પ્રભુજીને હોંસેહોંસે ધરાવિયાં.

પૂજારી ઘેર ચાલ્યો ને બૂઝાયા દીપકો બધા,
પ્રસાદોની લઈ થાળી નાઠી નિજગૃહે ક્ષુધા :
ઉઘાડી આંખ રાખીને બેઠા'તા મંદિરે પ્રભુ
હસીને એમ બોલ્યા કે, 'ભૂખ્યા કાજ હતું બધું.'

રાત ગૈ ને થયું વ્હાણું વ્હેંચાણી વાત લોકમાં,
'ચોર પેઠા નકી આજે પ્રભુના પુણ્યચોકમાં : ૧
આજે નૈવેદ્ય ચોર્યું ને કાલે મંદિર લૂંટશે
ઉતારો હાર ને હીરા જડયાં જે મોરમુગટે.'
'મને પાષાણનો માની ધરો નૈવેદ્ય નામનું–
ધરાયાને ધરો એવું અન્ન મારે શું કામનું ?'
અશ્રુ એક ખર્યું ઊનું વિલાયું મુખ શ્યામનું. ૧

૧૯૪૧

# અહો, તારી લીલા !

પિતા, હું શું માગું ?
ભરી છે જ્યાં દૃષ્ટિસભર કવિતા સૃષ્ટિફરતી,
ખગોળો, ભૂગોળો અવનવીન અંગો સૃજનના:
જીવે છે જ્યાં નાનું પણ ઝરણુ લૈ સ્ફૂર્તિનવલી
લીલાના વિસ્તારે પ્રતિડગ મળે કાવ્ય-પગલી.
ભર્યું છે કાવ્યત્વ તવ કૃપણુતા-દાનવીરતા,
મહીં, એને શોધી કંઇ મનુજ હાર્યાં સમતથી:
જીવાત્મા ને એની મનઘુમરડી, દ્યૌભુવનની
અજાણી છે માટે અરથભર-કલ્યાણભર છે.

અને હું શું આપું ?
નથી જેના પાસે કલમ, ખડિયો કે ચણરખી
વળી ભુખ્યા પેટે કવિતડું શકું કેમ સરજી ?
ચુસી ઠંડોગાર થઇ સ્તવન સુણે છ શ્રમનું.
બગાસાંને ખાઇ કવિકુલ ધરે ધ્યાન ‘મમ’નું.
અહો, તારી લીલા ગહન અમ સંસારી જનને,
નહિ પ્રીછે મારૂં સૂરખમન તારા મરમને.

૧૯૪૧

# છેલ્લું દીવેલ

કડાકે ગોરંભ્યા ગગનતણી કાયા ધણધણી
મુકી છુટ્ટું હૈયું અવિરત રહ્યો આભ વરસી:
ફુંકાયો વાયુ ચોગમ શિથિલતા દૂર સરકી
દિશાથી ભીંસાતી સજીવન બની મુક્ત પૃથિવી.

નવી આશા ઊગી તરુવર, ફુલે, કુંજફળિયે
સુકાયેલાં પર્ણો નવજીવનનું ખાતર બન્યાં :
સમાવીને નાનાં ઝરણ દૂરનાં, ઉદરમહીં
સરિતાએ પ્રૌઢા તણી ગતિ ધરી શાંત-ગરવી.

હું યે મારાં ભાંગ્યાં કીરતિરથચક્રો નિરખીને
વિમાસું છું વીત્યા દિવસતણી અક્કેક ઘડીઓ:
અપૌરુષે મારી ક્ષણ પણ નથી લૂંટી તદપિ
ગઇ છે કાં દૃષ્ટિ શિથિલ બનીને સાવ કજળી ?
અરે, ત્યાં તો જાગ્યા નયનથકી તારા કહી રહ્યા,
'તું તારા ઝંખવાતા જીવનદીપકનું છેલ્લું દીવેલ થૈ જા.'

૧૯૪૩

# છેલ્લું દીવેલ

કડાકે ગોરંભ્યા ગગનતણી કાયા ધણધણી
સુકી છુટ્ટું હૈયું અવિરત રહ્યો આભ વરસી:
ફુંકાયો વાયુ ચોગમ શિથિલતા દૂર સરકી
દિશાથી ભીંસાતી સજીવન બની મુક્ત પૃથિવી.

નવી આશા ઊગી તરુવર, ફુલે, કુંજફળિયે
સુકાયેલાં પર્ણો નવજીવનનું ખાતર બન્યાં :
સમાવીને નાનાં ઝરણ દૂરનાં, ઉદરમહીં
સરિતાએ પ્રૌઢા તણી ગતિ ધરી શાંત-ગરવી.

હું યે મારાં ભાંગ્યાં કીરતિરથચક્રો નિરખીને
વિમાસુ છું વીત્યા દિવસતણી અક્કેક ઘડીઓ:
અપૌરુષે મારી ક્ષણ પણ નથી લૂંટી તદપિ
ગઈ છે કાં દષ્ટિ શિથિલ બનીને સાવ કજળી ?
અરે, ત્યાં તો જાગ્યા નયનથકી તારા કહી રહ્યા,
'તું તારા ઝંખવાતા જીવનદીપકનું છેલ્લું દીવેલ થે જા.'

૧૯૪૩